બાળ

# મુખગણિત.

## ભાગ ૧ લો.

બાળવર્ગ અને પહેલા ધોરણ માટે.

રચનાર,

**ચુનીલાલ ગોવરધનદાસ શાહ.**

બી. એ.; એસ. ટી. સી. ડી.

મુંબાઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતામાં શિક્ષક.

અમદાવાદ.

પ્રસિદ્ધ કરનાર,

શાહ સોમચંદ ભગવાનદાસ.

પેપરમરચન્ટ, બુકસેલર્સ, પબ્લીસર્સ, ૨૬૬૭

માન્ડેકરનાકા—અમદાવાદ.

સંવત ૧૯૭૪. આવૃત્તિ ૩ જી.

સને ૧૯૧૮. પ્રત ૨૦૦૦.

કીમત ૦–૧–૦

બાળ

# મુખગણિત.

## ભાગ ૧ લો.

બાળવર્ગ અને પહેલા ધોરણ માટે.

રચનાર,

**ચુનીલાલ ગોવરધનદાસ શાહ.**
બી. એ.; એસ. ટી. સી. ડી.
મુંબાઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતામાં શિક્ષક.
અમદાવાદ.

પ્રસિદ્ધ કરનાર,
શાહ સોમચંદ ભગવાનદાસ.
પેપરમરચન્ટ, બુકસેલર્સ, પબ્લીસર્સ, ૨૬૬૭ પાનકોરનાકા
અમદાવાદ.

સંવત ૧૯૭૪. આવૃત્તિ ૩ જી.

સને ૧૯૧૮. પ્રત ૨૦૦૦



કીમત ૦–૧–૦

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

ઘણા ટુંકા સમયમાં બીજી આવૃત્તિની બેહજાર નકલો ખપી જવાથી આ ત્રીજી આવૃત્તિ કેટલાક મિત્રો તરફથી મળેલા સુધારા વધારા સાથે બહાર પાડવામાં આવી છે. આશા રાખવામાં આવે છે કે આ આવૃતિ વધારે ફળપ્રદ થઇ પડશે.





અમદાવાદ—શ્રી "પ્રજાહિતાર્થ મુદ્રાલય"—શાહાપુર નવીપોળમાં પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપ્યું.

# પ્રસ્તાવના.



ગુજરાતી પ્રાથમિક શાળાના નવા અભ્યાસક્રમમાં સરકારી કેળવણી ખાતાએ લેખાને બદલે મુખગણિતનો વિષય દાખલ કર્યો છે; આ વિષય શિખવવાનો ઉદ્દેશ સ્મરણ શક્તિની સાથે વિચાર શકિત કેળવવાનો છે. અભ્યાસક્રમની ગોઠવણ ઉપરથી ચોકખું જણાઇ આવે છે કે સંખ્યાનું શિક્ષણ પ્રથમથીજ પદાર્થો વડે આપવામાંઆવે તો બાળકની બુદ્ધિ કેળવાય; એટલુંજનહિ પણ ગોખણપટ્ટી કરાવવાની રીતિથી ઉત્પન્ન થતો કંટાળોપણ દૂરથાય.આવાજ કંઇ ઉદ્દેશથી બાળવર્ગમાંજસંખ્યાનુંશિક્ષણ મોઢેથી શરૂ કરવાનું ઉચિતધારી આ પ્રયત્ન કરવામાંઆવ્યોછે.

બાળવર્ગથી માંડીને દરેક ધોરણમાં કેટલું ચલાવવું તે છો- કરાની બુદ્ધિ ઉપરથી શિક્ષકો સહજ સમજી શકે તેમ છે.માટેતે પર ધ્યાનરાખી શિક્ષક આંક શિખવવામાં આવા પુસ્તકનીમદદ લે તો બાળકના કુમળા મગજ ઉપર બોજો પડે નહિ,અને ગ- મ્મતની સાથે તેનું મગજ કેળવાય;તેમજ આંકનોઉપયોગકરતાં શીખે,તેથી આંક કાચા રહેવાનો ભય ઘણે અંશે દૂર થશે.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવા અગાઉ ગામડાની કેટલીકશાળા- ઓમાં પ્રયોગ તરિકે ચલાવેલું છે, અને તે મહેતાજીઓનીસૂચ- વેલી રીતિ ગ્રહણ કરવામાં આવી છે. અને કેટલાક ટ્રેન્ડ શિક્ષ- કોનીસૂચના પ્રમાણે તેમાં સુધારો કરવામાં આવ્યોછે. જે શિક્ષ- કોએ આ પુસ્તકનો ઉતારો કરી પોતાની સ્કૂલમાં ચલાવીજોયું છે. તેમનો અભિપ્રાય એમજછે કે આ પુસ્તકમાં આપેલીરીત પ્રમાણે આંક ચલાવવાથી હાલમાં પડતી ગુમ દુર થશે, અને

ઉપરનાં ધોરણમાં મુખગણિત શીખવવાનું સરળ થઈ પડશે.

કેટલીક નિશાળમાં અન્ટ્રેન્ડ મહેતાજીઓ હોય છે તે 'મુખ ગણિત' શબ્દનો અર્થજ સમજતા નથી, તેમજ કેવી રીતે શીખવવું અથવા શું શીખવવું, અને શરૂઆત કેમ કરવી તેનો વિચાર કરી શકતા નથી, માટે કોઈપણ પુસ્તક ઉપરથી તેમને એટલું શીખવાનું મળે કે તેમને અમુક પદ્ધતિએ કરવાનું છે, તો તેથી ઘણો લાભ થવાનો સંભવ છે.

ફક્ત બાળવર્ગના ભાગને અંતે સો સુધીની સંખ્યા આંકરૂપે આપેલી છે. પહેલા ધોરણથી મુખગણિતના વિષય સાથે છોકરાઓ જાતે સરવાળા બાદબાકીથી આંક ઉત્પન્ન કરતાં શીખશે એવી આશા રાખવામાં આવે છે.

આ પુસ્તકમાં આપેલા દાખલા પુરતા નથી; પરંતુ આ ઉપરથી સાધારણ શિક્ષક પણ પોતાને જોઈતા અનેક તરેહના દાખલા ઉત્પન્ન કરી શકશે. કેવી જાતના દાખલા જોઈએ એટલુંજ માત્ર અત્રે બતાવેલું છે.

આ પુસ્તક બનાવવા તથા સુધારવામાં જે જે મિત્રોએ તથા પ્રાથમિક શાળાના મહેતાજીઓએ તેમાં મુખ્યત્વે કરીને વાડજના મહેતાજી રા. મોહનલાલ ઉમીઆશંકર દવેએ જે જે મદદ કરી છે, તે માટે સર્વેનો ઉપકાર માનવામાં આવે છે.

અનુભવી શિક્ષકો સૂચનાઓ આપી આભારી કરશે એવી આશા છે.

અમદાવાદ } ચુ. ગો. શાહ.
શાહાપુર. }

| સંજ્ઞા | આંકનું પ્રત્યક્ષ દર્શન. | અંક લેખન. |
| --- | --- | --- |
| ૧ |  | એક |
| ૨ |  | બે |
| ૩ |  | ત્રણ |
| ૪ |  | ચાર |
| ૫ |  | પાંચ |
| ૬ |  | છ |
| ૭ |  | સાત |
| ૮ |  | આઠ |
| ૯ |  | નવ |
| ૧૦ |  | દશ |

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦

# બાળવર્ગ.

## ( ૧ )

૧—તમારૂં માથું બતાવો, પેટ બતાવો, મોહું બતાવો, નાક બતાવો, જીભ બતાવો.

૨—તમારા હાથ, પગ, કાન, આંખ, હોઠ બતાવો.

૩—તમારે પેઠ, નાક, મોં, માથાં, કપાળ વગેરે કેટલાં છે ?

૪—ગાયને પૂછડાં કેટલાં હોય ? તમારે જીભ કેટલી છે ? તમે કેટલી ટોપીઓ પહેરી છે ?

૫—તમે બે કચુકા આપો, તમે બે પેન આપો, તમે બે છોકરાને ઉભા કરો.

૬—આ બે પેનછે, તેમાંથી એકને ભાગો. હવે ગણી જુઓ.

૭—ત્રણ આંગળી ઊંચી કરો. ત્રણ ટોપીઓ એકઠી કરો. ત્રણ પાઇ લાવો.

૮—તમારા હાથનો અંગુઠો બતાવો. અંગુઠા વિના બાકી કેટલી આંગળી છે ?

૯—આ ટેબલને કેટલા પાયા છે ? બકરીને કેટલા પગ છે?

૧૦—આ નિશાળમાં ચાર પાયાવાળી ચીજોનાં નામ દો.બતાવો.

૧૧—તમારી સ્લેટના ખુણા બતાવો. તે કેટલા છે ?

૧૨—ગાયને આંચળ કેટલા છે? બીજા કોને ચાર આંચળ હોય?

૧૩—ચાર મણુકા આપો. ચાર કાગળ આપો. આનીના પૈસા લઇ આવો. કેટલા આવ્યા તે કહો.

૧૪—તમારા હાથ અને પગના અંગુઠા કેટલા ?

૧૫—આપણી નિશાળના ખુણા બતાવો, તે કેટલા છે ?

૧૬—અંગુઠા સાથે તમારા હાથે કેટલાં આંગળાં છે ?

૧૭—ચાર પૈસામાં એક મુકીએ તો કેટલા થાય ?

૧૮—તમને ત્રણ કેરી આપી અને કેશવને બે આપી તો બંનેની મળી કેટલી થઈ ?

૧૯—પાંચ લખોટા જુદા કાઢો. પાંચ પેનો લાવો.

૨૦—તમારી ત્રણ જણની બબ્બે પૈસા ફી આવી છે તે એકઠી કરી ગણી જુઓ.

૨૧—મારી પાસે ચાર પતાસાં છે અને બે તમે આપો તો કેટલાં થાય ?

૨૨—ત્રણ પાઇમાં બીજી ત્રણ મુકું તો કેટલી થાય ?

૨૩—ચાર પૈસામાં કેટલા ઉમેરૂં તો ૭ થાય ?

૨૪—૭ ને એક કેટલા ? પાંચ ને બે કેટલા ?

૨૫—૭ પૈસામાં ૧ નાંખીએ તો કેટલા થાય ?

૨૬—તમે ચાર પૈસા ફીના આપ્યા અને તમારા ભાઇના ચાર આપ્યા તો બધા મળી તમે કેટલા પૈસા આપ્યા?

૨૭—તમારી પાસે સાત પૈસા છે અને એક હું આપું તો કેટલા થાય ?

૨૮—બે ખુરશીઓના પાયા કેટલા ? ૫ માં ૩ ઉમેરૂં તો કેટલા થાય ?

૨૯—તમારા બે જણના હાથ અને પગના મળી અંગુઠા કેટલા?

૩૦—આ પાટલીપર ૮ છોકરા બેઠા છે ને તમે બેસો તો તમે કેટલા છોકરા થાઓ ?

૩૧—સાત છોકરા ઉભા છે અને બીજા કેટલાને ઉભા કરો તો ૯ થાય ?

૩૨—ભેંસના ૪ પગ, ૪ આંગળ અને પુછડું મળી કેટલાં થાય ?

૩૩—૯ માં એક ઉમેરવાથી કેટલા થાય ? દશ કેમ લખાય ?

૩૪—તમારા બંને હાથનાં મળી આંગળાં કેટલાં થાય ?

૩૫—તમે દશ લખોટા આપો. ૮માં કેટલા મુકું તો ૧૦ થાય?

૩૬—૮ ને ૨ કેટલા ? ૭ પૈસામાં કેટલા નાંખું તો ૧૦ થાય? ૬ ને કેટલા ૧૦ ? ૫ ને ૫ કેટલા ?

૩૭—૧ થી ૧૦ સુધી ગણી જાઓ. ૧૦થી૧ સુધીગણી જાઓ.

૩૮—૪ માં ૫ ઉમેરૂં તો કેટલા થાય ? ૫ ને ૨ કેટલા ? ૬ ને ૩ કેટલા ?

૩૯—૫ બળદનાં શીંગડાં કેટલાં થાય ? ૭ને કેટલા ૧૦ ?

૪૦—૫ પતાસાંમાંથી ૩ ખાઇ જાઓ તો કેટલાં રહે ?

૪૧—૧ થી ૧૦ સુધી બોલો અને ગણો.

( ૨ )

૧—દશ મણકામાં ૧ ઉમેરૂં તો કેટલા થાય ? ૯ માં કેટલા ઉમેરવાથી ૧૧ થાય ?

૨—૧૧ મણકામાંથી દશની કોથળી બાંધીએ, તો કેટલા છુટા વધે ને કેટલી કોથળી બંધાય ?

૩—૧૧ માં ૧ ઉમેરવાથી કેટલા થાય ? ૨ ઉમેરવાથી કેટલા થાય ?

૪—તેર કેમ લખાય ? એમાં તગડો શાને માટે છે ?

૫—૧૦માં ૩-૪-૫-૬-૯ ઉમેરીએ તો અનુક્રમે કેટલા થાય?

૬—૧૫-૧૬-૧૮-૧૩-૧૨ માંથી ૨ કાઢી લઉં તો અનુક્રમે કેટલા રહે ?

૭—૧૫ કેરીમાં ૧ નાખું તો કેટલી થાય ? વીશ કેમ લખાય ?

૮—૨૦ પૈસામાંથી દશ દશની કેટલી કોથળી બંધાય ? બાકી કેટલા વધે ?

૯—૨૦ ને એક કેટલા ? ૨૦ ને ચાર કેટલા ? ૨૦ માં કેટલા નાખું તો ૨૫ થાય ?

૧૦—૨૬ મણકામાંથી દશ દશની કેટલી ઢગલી થાય, છુટા કેટલા વધે ?

૧૧—૨૭ જાંબુમાં બીજાં ૩ ઉમેરૂં તો કેટલાં થાય ?

૧૨—૩૦ માંથી ૪ લઇ લઉં તો કેટલાં રહે? ૫ લઉં તો કેટલાં રહે ?

૧૩—૩૦ માં ૧, ૨, ૩, ૪, ૬, ૯ ઉમેરવાથી કેટલા થાય?

૧૪—છત્રીશ કેમ લખાય ? તેમાં તગડો શાને માટે છે ? છગડો શાને માટે છે ?

૧૫—૩૬ માંથી ૫ લઇ લો તો કેટલા બાકી રહે?

૧૬—૩૯ માંથી કેટલા લઇ લઉં તો ૩૦ રહે ?

૧૭—૩૯ માં ૨ નાખું તો કેટલા થાય? જ.૪૧.કેમ લખાય?

૧૮—૪૧માં પાંચ ઉમેરવાથીકેટલા થાય? જ.૪૬.કેમ લખાય?

૧૯—મારી પાસે ૪૮ પૈસા હતા, તેમાંથી પાંચ પડી ગયા અને ૨ તમે આપ્યા તો હવે કેટલા થયા ?

૨૦—૫૦ મણકામાંથી દશક કેટલા બંધાય ? અને બાકી કેટલા વધે ?

૨૧—૫૦ માં ૨, ૩, ૫, ૭ ઉમેરવાથી કેટલા થાય ? ૧૦ ઉમેરવાથી કેટલા થાય ?

૨૨—છપ્પન કેમ લખાય ? એમાં છગડો તે શાને માટે અને ૫ શાને માટે ?

૨૩—૫૨ માં ૬ ઉમેરૂં તો કેટલા થાય ? ૫૮ માંથી ૫ લઉં તો કેટલા રહે ?

૨૪—૫૬માં કેટલા ઉમેરૂં તો દશ દશની ૬ કોથળી બંધાય ?

૨૫—૬૦માં ૩, ૫, ૮, ૯, ૧૦ ઉમેરવાથી અનુક્રમે કેટલા થાય?

૨૬—ચોસઠ કેમ લખાય? ચોગડે છગડે શું બોલાય ?

૨૭—૬૨માં કેટલા ઉમેરૂં તો ૬૪, ૬૬, ૬૮, ૭૦ અનુક્રમે થાય ?

૨૮—દશકની ૭ કોથળીઓ છોડી નાંખીએ તો કેટલા થાય?

૨૯—૭૦ ને ૯ કેટલા ? ૭૯ માંથી ૪ લઉં તો કેટલા રહે?

૩૦—૭૫ માં ૩ નાંખું તો કેટલા થાય ?

૩૧—મારી પાસે ૭૪ કેરી છે અને તમારી પાસે ૭૮ છે તો કોની પાસે વધારે? કેટલી વધારે ?

૩૨—૭૮ માં ૨ ઉમેરવાથી કેટલા દશક પુરા થાય? એંશી કેમ લખાય ?

૩૩—૮૦માંથી ૩ લઇ લઉં તો કેટલા રહે? સીત્તોતેર કેમ લખાય?

૩૪—૮૦ પતાસાં છે તેમાં બીજાં ૨—૬—૯—૭ મુકવાથી કેટલાં થાય ?

૩૫—નેવું કેમ લખાય ? નેવાસી કેમ લખાય ? નેવાશી ઝાઝા કે નેવું ?

૩૬—સિત્તેર, અગનોતેર, સાઠ, ઓગણસાઠ, પચાસ, ઓગણપચાસ, ચાલીશ, ઓગણચાલીશ, ત્રીશ, ઓગણત્રીશ, વીશ, ઓગણીશ કેમ લખાય ?

૩૭—૯૦ માં ૩-૫-૮-૯-૭ ઊમેરવાથી કેટલા થાય?

૩૮—૯૮માંથી ૨-૩-૫-૭-૬ લેવાથી કેટલા બાકી રહે ?

૩૯—૯૯માં ૧ ઉમેરવાથી કેટલા થાય ? સો કેમ લખાય?

૪૦—દશકની કેટલી કોથળી લેવાથી ૧૦૦ થાય? એ સોની એક મોટી કોથળી બાંધી તેનું શું નામ આપીશું ?

૪૧—એકદશક, બેદશક, ચારદશક અને ત્રણ દશક મળી કેટલા એકમ થાય ?

૪૧—૧૦૦ માં એકડાની કિંમત કેટલી ?

## ( ૩ )

## સરવાળા બાદબાકી.

૧—૨ કેરીમાંથી ૧ ખાધી તો કેટલી બાકી રહી ?

૨—મારી પાસે ૩ સ્લેટ છે તેમાંથી બે વેચી દીધી તો કેટલી બાકી રહી ?

૩—તમારી પાસે ૪ પાઇ છે તેમાંથી ૨ પાઈનાં જાંબુ લીધાં તો બાકી કેટલી પાઇ રહી ?

૪—૫ કલમો છે તેમાંથી ૩ ભાગી ગઇ તો કેટલી સારી રહી?

૫—૯ કેળાંમાંથી ૬ બગડી જવાથી ફેંકી દીધાં, તો કેટલાં બાકી રહ્યાં ?

૬—એક બકરીનો ૧ પગ લુલો છે. તો સાજા કેટલા ?

૭—આ નિશાળને ૮ બારણાં છે, તેમાંથી ૩ બંધ કર્યાં તો ઉઘાડાં કેટલાં રહ્યાં ?

૮—એક માણસના બંને હાથના અંગુઠા ભાગી ગયા છે? તો કેટલી આંગળી સાજી રહી ?

૯—૧૮ કચુકામાં કેટલા નાંખીએ તો ૨૦ થાય ?

૧૦—૨૦માં ૭ નાંખું તો કેટલા થાય? ૯ નાંખું તો કેટલા થાય?

૧૧—૨૫ માંથી ૬ લઉં તો કેટલા બાકી રહે?

૧૨—૩૨ માં કેટલા નાંખું તો ૪૦ થાય ?

૧૩–૩૭માં સાત નાખવાથી કેટલા થાય? ૮ લેવાથી કેટલા રહે?

૧૪—૪૨ માં ૫ ઉમેરવાથી કેટલા થાય ?

૧૫—એક ટોપલીમાં ૫૭ કેરી હતી ૭ વેચી પણ બીજી ૬ લાવીને નાખી, તો કેટલી કેરી થઈ?

૧૬—એક પેટીમાં ૩૯ પેન છે તેમાં કેટલી બીજી નાખું તો ૪૯ થાય?

૧૭—એક ઝાડ ઉપર ૬૪ પોપટ બેઠા હતા તેમાંથી ૪ ઉડી ગયા અને ૫ બીજા આવી બેઠા તો કેટલા પોપટ થયા?

૧૮—૬૯ માં કેટલા નાખું તો ૭૫ થાય ?

૧૯—૭૫ માં ૧૦ નાખું તો કેટલા થાય?

૨૦—૮૫ ને ૩? ૮૮ ને ૭? ૯૫ ને ૪? ૯૯ માં કેટલા નાખું તો ૧૦૦ થાય ?

( ૪ )

—દાન સુધીના આંકના સંબંધમાં—

૧—૨ માં ૨ નાખવાથી કેટલા થાય ? કેટલા વખત ૨ લેવાથી ૪ થાય ?

૨—૪ માં કેટલા નાખું તો ૬ થાય ? કેટલી વાર ૨ લેવાથી ૬ થાય? પાંચ માણસના પગ કેટલા ? ૭ બકરીના આંચળ કેટલા ?

૩—૯×૨=૧૮. એમાં તમે શું સમજ્યા ?

૪—એક દાડમના ૨ પૈસા બેસે તો ૬ પૈસાનાં કેટલાં દાડમ આવે ?

૫—પૈસાની પાઇ કેટલી ? ૩, ૪, ૫, ૯ પૈસાની કેટલી આવે ?

૬—૨૪ પતાસાં છે તે ૬ છોકરાને સરખે ભાગે વહેંચી આપો.

૭—રૂપિયાની ૪ કેરી મળે છે તો ૩૨ કેરીનું શું આપવું ?

૮—૭ વખત ૫ લેવાથી કેટલા થાય ? ૩૫ માં કેટલા નાખું તો ૪૨ થાય ?

૯—એક પૈસાનાં ૮ સંતરાં મળે છે તો ૩–૪–૫–૬–૭ પૈસાનાં કેટલાં મળે ?

૧૦—૮ કેરીનો ૧ આનો પડે છે તો ૬૪ કેરીનું શું બેસે?

૧૧—કેટલી વખત ૮ લેવાથી ૫૬ થાય ?

૧૨—૭૨ માણસ જમવા બેઠાં હતાં તેમાંથી ૯ માણસ ઉઠી ગયાં, તો બાકી કેટલાં રહ્યાં ?

૧૩—૭૬ માંથી દશકની કેટલી કોથળીઓ બંધાય અને છુટા કેટલા વધે ?

૧૪—દશકની ૮ કોથળીઓ અને ૫ છુટા લઇએ તો કેટલાથાય?

૧૫—છન્નુ કેમ લખાય?બત્રીશ કેમ લખાય? ચોસઠ કેમલખાય?

૧૭—મારી પાસે ૭૪ પતાસાં હતાં અને ૯ મગન પાસેથી લીધાં, તો બધાં મળી કેટલાં થયાં ?

૧૭—ચમન પાસે ૪૦ કેરી હતી તેમાંથી ૮ બગડીજવાથીફેંકી દીધી અને બીજી ૧૦ઘરમાંથી લાવીઉમેરી તોકેટલી થઇ?

૧૮—મારે ઘેર ૮ બળદ, ૬ ભેંસો, ૫ ગાયો, ને ૩ વાછરડાં છે તો બધાં મળી ઢોર કેટલાં થયાં ?

૧૯—મેં ૫ બિલાડી પાળી તે દરેકને બબ્બે બચ્ચાં આવ્યાં તો બધાં મળી બચ્ચાં કેટલાં થયાં ?

૨૦—૮ વખત ૯ લેવાથી કેટલા થાય ?

૨૧—૫ વખત ૭ લેવાથી કેટલા થાય ?

૨૨—એક પૈસાનાં ૪ લીંબુ મળે તો ૩-૫-૯ પૈસાનાં કેટલાં મળે ?

૨૩—૬ વખત ૫ લેવાથી કેટલા થાય ? ૪, ૭, ૮, ૯ લેવાથી કેટલા થાય ?

૨૪—૬૩ પુળામાંથી ૯ બળદને નાખ્યા ૯ ભેંસોને નાખ્યા અને ૯ ગાયોને નાખ્યા તો બાકી કેટલા રહ્યા ?

૨૫—૪૫ દાડમમાંથી ૫ મેં ખાધાં, ૫ મણીને આપ્યાં અને ૫ વેચી નાખ્યાં તો બાકી કેટલાં રહ્યાં ?

૨૬—૫૪ લીંબુમાંથી ૬ ગજવામાં નાખ્યાં, ૬ હાથમાં રાખ્યાં અને ૬ વેચી દીધાં તો બાકી કેટલાં રહ્યાં ?

૨૭—૭૦ પૈસામાંથી ૧૦ નું શાક લીધું, ૧૦ ભિખારીને આપ્યા અને ૧૦ ખોવાઇ ગયા તો બાકી કેટલા રહ્યા?

૨૮—૭૨ વાંદરાં આવ્યાં તેમાંથી ૮ છાપરે ચઢયાં, ૮ અગાશીમાં ચઢયાં, ને ૮ નાસી ગયાં તો બાકી કેટલાં રહ્યાં.

૨૯—મારી પાસે ૧૮ પેનો છે. અને ૯ અમદાવાદથી, ૯ વડોદરાથી અને ૯ મુંબાઇથી આવી તો બધી મળી કેટલી થઇ?

૩૦—ચમન પાસે ૭૦ ગાયો હતી તેમાંથી ૭બ્રાહ્મણોનેઆપી. ને ૭ શુક્રવારમાં વેચી તો બાકી કેટલી રહી ?

૩૧—૯ વખત ૯ લેવાથી કેટલા થાય ? ૮૧ માંથી ૯ લઉં તો કેટલા રહે ?

૩૨—૧૦x૧૦=૧૦૦ કરી બતાવો. ૧૦૦માં કેટલા દશક છે?

૩૩—૪૨ માંથી દશકની કોથળીઓ બાંધો અને છુટા કેટલા વધે તે કહો ?

૩૪—૫ દશક અને ૮ છુટા મળી કયી સંખ્યા થાય?

૩૫—છયાસી કેમ લખાય? એના આંકડા અવળ સવળ કરવાથી કયી રકમ થાય ?

૩૬—પૈસાની પાઇ કેટલી ? અધેલા કેટલા? ઢબુ બતાવો. તેની પાઇ કેટલી આવે ?

૩૭—આનીના પૈસા કેટલા ? ઢબુના પૈસા કેટલા ! ઢબુના અધેલા કેટલા ?

૩૮—ઢબુની પાઇ કેટલી ? પૈસામાંથી પાઇના ચણા લીધા તો પાછું શું આપે ?

૩૯—૯+૯, ૯+૮, ૯+૬, ૯+૫. બોલો અને કરી બતાવો.

૪૦—૪૨, ૫૬, ૭૮ એમાં દશક તથા એકમ ઓળખાવો.

૪૧—એક પાઇનાં બે બોર તો બે પાઇનાં કેટલાં ?

૪૨—૫ ભેંસનાં શીંગડાં કેટલાં ?

૪૩—એક માણસને ૪ પૈસા આપીએ તો ૩૨ પૈસા કેટલા માણસને આપી શકાય ?

૪૪—મારી પાસે ૩૫ પેનો છે. તેમા કેટલી પેનો નાખવાથી ૪૫ પેનો થાય ?

૪૫—૪૮ કેરીઓમાંથી ૬ કેરીઓ બગડી ગઇ તો સારી કેટલી રહી ?



આંક—( ૧ થી ૧૦૦ )

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૧૧ | ૨૧ | ૩૧ | ૪૧ |
| ૨ | ૧૨ | ૨૨ | ૩૨ | ૪૨ |
| ૩ | ૧૩ | ૨૩ | ૩૩ | ૪૩ |
| ૪ | ૧૪ | ૨૪ | ૩૪ | ૪૪ |
| ૫ | ૧૫ | ૨૫ | ૩૫ | ૪૫ |
| ૬ | ૧૬ | ૨૬ | ૩૬ | ૪૬ |
| ૭ | ૧૭ | ૨૭ | ૩૭ | ૪૭ |
| ૮ | ૧૮ | ૨૮ | ૩૮ | ૪૮ |
| ૯ | ૧૯ | ૨૯ | ૩૯ | ૪૯ |
| ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ |
| ૫૧ | ૬૧ | ૭૧ | ૮૧ | ૯૧ |
| ૫૨ | ૬૨ | ૭૨ | ૮૨ | ૯૨ |
| ૫૩ | ૬૩ | ૭૩ | ૮૩ | ૯૩ |
| ૫૪ | ૬૪ | ૭૪ | ૮૪ | ૯૪ |
| ૫૫ | ૬૫ | ૭૫ | ૮૫ | ૯૫ |
| ૫૬ | ૬૬ | ૭૬ | ૮૬ | ૯૬ |
| ૫૭ | ૬૭ | ૭૭ | ૮૭ | ૯૭ |
| ૫૮ | ૬૮ | ૭૮ | ૮૮ | ૯૮ |
| ૫૯ | ૬૯ | ૭૯ | ૮૯ | ૯૯ |
| ૬૦ | ૭૦ | ૮૦ | ૯૦ | ૧૦૦ |

## એકા.

| | | | | |
|---|---|---|---|---|
| ૧×૧=૧ | ૧×૨=૨ | ૧×૩=૩ | ૧×૪=૪ | ૧×૫=૫ |
| ૨ ૧ ૨ | ૨ ૨ ૪ | ૨ ૩ ૬ | ૨ ૪ ૮ | ૨ ૫ ૧૦ |
| ૩ ૧ ૩ | ૩ ૨ ૬ | ૩ ૩ ૯ | ૩ ૪ ૧૨ | ૩ ૫ ૧૫ |
| ૪ ૧ ૪ | ૪ ૨ ૮ | ૪ ૩ ૧૨ | ૪ ૪ ૧૬ | ૪ ૫ ૨૦ |
| ૫ ૧ ૫ | ૫ ૨ ૧૦ | ૫ ૩ ૧૫ | ૫ ૪ ૨૦ | ૫ ૫ ૨૫ |
| ૬ ૧ ૬ | ૬ ૨ ૧૨ | ૬ ૩ ૧૮ | ૬ ૪ ૨૪ | ૬ ૫ ૩૦ |
| ૭ ૧ ૭ | ૭ ૨ ૧૪ | ૭ ૩ ૨૧ | ૭ ૪ ૨૮ | ૭ ૫ ૩૫ |
| ૮ ૧ ૮ | ૮ ૨ ૧૬ | ૮ ૩ ૨૪ | ૮ ૪ ૩૨ | ૮ ૫ ૪૦ |
| ૯ ૧ ૯ | ૯ ૨ ૧૮ | ૯ ૩ ૨૭ | ૯ ૪ ૩૬ | ૯ ૫ ૪૫ |
| ૧૦ ૧ ૧૦ | ૧૦ ૨ ૨૦ | ૧૦ ૩ ૩૦ | ૧૦ ૪ ૪૦ | ૧૦ ૫ ૫૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧×૬=૬ | ૧×૭=૭ | ૧×૮=૮ | ૧×૯=૯ | ૧×૧૦=૧૦ |
| ૨ ૬ ૧૨ | ૨ ૭ ૧૪ | ૨ ૮ ૧૬ | ૨ ૯ ૧૮ | ૨ ૧૦ ૨૦ |
| ૩ ૬ ૧૮ | ૩ ૭ ૨૧ | ૩ ૮ ૨૪ | ૩ ૯ ૨૭ | ૩ ૧૦ ૩૦ |
| ૪ ૬ ૨૪ | ૪ ૭ ૨૮ | ૪ ૮ ૩૨ | ૪ ૯ ૩૬ | ૪ ૧૦ ૪૦ |
| ૫ ૬ ૩૦ | ૫ ૭ ૩૫ | ૫ ૮ ૪૦ | ૫ ૯ ૪૫ | ૫ ૧૦ ૫૦ |
| ૬ ૬ ૩૬ | ૬ ૭ ૪૨ | ૬ ૮ ૪૮ | ૬ ૯ ૫૪ | ૬ ૧૦ ૬૦ |
| ૭ ૬ ૪૨ | ૭ ૭ ૪૯ | ૭ ૮ ૫૬ | ૭ ૯ ૬૩ | ૭ ૧૦ ૭૦ |
| ૮ ૬ ૪૮ | ૮ ૭ ૫૬ | ૮ ૮ ૬૪ | ૮ ૯ ૭૨ | ૮ ૧૦ ૮૦ |
| ૯ ૬ ૫૪ | ૯ ૭ ૬૩ | ૯ ૮ ૭૨ | ૯ ૯ ૮૧ | ૯ ૧૦ ૯૦ |
| ૧૦ ૬ ૬૦ | ૧૦ ૭ ૭૦ | ૧૦ ૮ ૮૦ | ૧૦ ૯ ૯૦ | ૧૦ ૧૦ ૧૦૦ |

# ( ધોરણ ૧ લું. )

## ( ૧. )

૧—મારી પાસે ૫ કેરી છે, તેમાંથી એકેક છોકરાને એ-
કેકી આપીએ તો કેટલાં છોકરાને અપાય ?

૨—એક છોકરાને એક ચોપડી જોઇએ તો સાત છોકરાને
કેટલી જોઇએ ?

૩—એક પૈસાની ૨ કેરી તો બે પૈસાની કેટલી ?

૪—મારા ઘરમાં રોજ ૨ શેર અનાજ જોઇએ છે તો ૭
દિવસમાં કેટલું જોઇએ?

૫—૧૪ માં કેટલા નાંખીએ તો ૧૬ થાય ?

૬—કેટલી વખત ૨ લેવાથી ૧૬ થાય? ૧૮-૨૦ થાય? વગેરે.

૭—૧૮ પતાસાં છે તેમાંથી દરેક છોકરાને બબે આપું
તો કેટલાને આપી શકાય ?

૮—એક શેર જમરૂખના ૩ પૈસા બેસે છે તો ૨, ૩, ૫,
૭, ૯, શેરના કેટલા પૈસા બેસે ?

૯—તમે એક કલાકમાં ૩ લીટી લખો છો તો ૭ કલા-
કમાં કેટલી લખશો?

૧૦—એક પૈસાની ત્રણ પાઇઓ મળે છે તો ૮ પૈસાની
કેટલી આવે ?

૧૧—હું દરરોજ ૩ કલાક વાંચું તો ૬ દિવસમાં કેટલા
કલાક વંચાય ?

૧૨—એક ટોપીના ૩ રૂપીયા બેસે છે તો ૩૦ રૂપિયામાં
કેટલી ટોપી આવે ?

૧૩—૨૭ પેન છે તે ૯ છોકરાને સરખે ભાગે વહેંચી આપીએ તો દરેકને કેટલી આવે ?

૧૪—કેટલી વખત (૪) ચાર લઇએ તો ૨૮ થાય ? ૩૨-૩૬-૪૦ થાય ?

૧૫—૧૨ માં ૪ નાખવાથી કેટલા થાય ? ૧૬ ને ૪, ૨૦ ને ૪ વગેરે.

૧૬—૭ બકરી લીધી તે દરેકના ૪ રૂપિયા આપવાના છે તો કેટલા રૂપિયા જોઇશે ?

૧૭—૫ કચુકા લો તેમાં બીજા ૫ નાખવાથી કેટલા થાય? કેટલી વખત પાંચ લેવાથી ૧૫-૨૦-૨૫-૩૦-૩૫ થાય?

૧૮—૩૦ કેરી છે તેમાંથી તમને પાંચ પાંચ આપું તો કેટલા છોકરાને આપી શકાય ?

૧૯—૬ને૬ કેટલા? ૧૨ને૬, ૧૮ ને ૬, ૨૪ ને ૬, ૩૦ ને ૬?

૨૦—કેટલી વખત ૬ લેવાથી ૩૬ થયા ?

૨૧—એક પૈસાનાં ૬ પાન મળે છે તો ૩-૪-૫-૬-૭-૮ પૈસાનાં કેટલાં ?

૨૨—૩૦માંથી ૬ લઉં તો કેટલા રહે? ૨૪માંથી ૬ લઉં તો?

૨૩—૫૪સોપારીછે તે ૯ છોકરાને સરખે ભાગે વહેંચીઆપો.

૨૪—એક આનાનાં સાત જમરૂખ મળેછે તો ૩ આનાનાં કેટલાં?

૨૫—૨૧ માં ૭ નાખું તો કેટલા થાય? ૨૮ માં ૭, ૩૫ માં ૭ વગેરે.

૨૬—૪૯ પતાસાં છે તે સાત જણને સરખે ભાગે વહેંચો તો દરેકને કેટલાં આવે ?

૨૭—૭ વખત ૭ લેવાથી કેટલા થાય? ૪૨ ને ૭, ૪૯ ને ૭, ૫૬ ને ૭ કેટલા?

૨૮—૬૩ પોપટ આવ્યા તે ૯ ઝાડપર સરખા સરખા બેઠા તો દરેક ઝાડપર કેટલા?

૨૯—૮ મણકા આપો. તેમાં બીજા કેટલા નાખવાથી ૧૬ થાય? ૧૬ ને ૮ કેટલા?

૩૦—એક રૂપિયાની ૮ સ્લેટો મળે છે તો ૪-૫-૬-૭-૮-૯ રૂપિયાની કેટલી?

૩૧—એક ખુરશીના ૮ રૂપિયા બેસેછે તો ૩૨-૪૦-૪૮-૫૬ રૂપિયામાંથી કેટકેટલી આવે?

૩૨—૫૬ માં કેટલા નાખવાથી ૬૪ થાય? ૬૪ માં કેટલા નાંખવાથી ૭૨ થાય? વગેરે.

૩૩—ત્રણ પૈસાની પાઇ કેટલી આવે? નવમાં બીજી નવ મુકું તો કેટલી થાય?

૩૪—પાંચ વખત ૯ લેવાથી કેટલા? ૬-૭-૮-૯ વખત લેવાથી કેટલા થાય?

૩૫—૮૧ ગાયો છે તે ૯ ઘરમાં સરખી બાંધતાં દરેક ઘરમાં કેટલી બંધાય? ૬૩-૫૪-૪૫-૩૬ હોય તો દરેક ઘરમાં કેટલી રહે?

૩૬—૭૨ કેરીમાંથી ૯ બગડી ગઇ તે ફેંકી દીધી, ૯ વેચી દીધી અને ૯ ઘરમાં ખાવા લઈ ગયા, તો બાકી કેટલી રહી?

૩૭—દશ મણકા આપો. દશ છુટાને બદલે બાંધેલી થોકડી આપો એ બાંધેલી થોકડીનું નામ શું? થોકડી છોડી નાખવાથી છુટા એકમ કેટલા મળે? એકમ છુટા કેટલા રાખી શકાય?

૩૮—૪ દશક લેવાથી કેટલા થાય ? ૪-૫-૬-૭-૮-૯ વખત ૧૦ લઉં તો કેટલા થાય ?

૩૯—એક પેટીના ૧૦ રૂપિયા ઉપજે છે તો કેટલી પેટી વેચવાથી ૮૦-૭૦-૬૦-૫૦-૪૦-૩૦ રૂપિયા ઉપજે?

૪૦—૧૦ ને ૧૦ કેટલા ? ૨૦ ને ૧૦ ? ૩૦ ને ૧૦? વગેરે.

૪૧—૮ ગાયના પગ વધારે કે ૯ માણસના પગ વધારે? અને તે કેટલા ?

૪૨—૭ છોકરાં વચ્ચે ૨૮ કેરી વહેંચી તો દરેકને ભાગ કેટલી આવી? જો ૪ છોકરાં વચ્ચે વહેંચી હોત તો દરેકને કેટલી આવત ?

૪૩—૫ ટોપીના ૪૫ રૂપિયા આપ્યા તો ૧ ટોપીના કેટલા?

૪૪—મને રોજ ૪ પૈસા મળે છે તેમાંથી ૩ પૈસા વાપરૂં છું તો ૬ દિવસમાં મારી પાસે કેટલા પૈસા થશે?

૪૫—ચાર ચાર પૈસાનાં ૩ દાડમ લીધાં અને પાંચ પાંચ પૈસાની ૨ નારંગી લીધી તો બધા મળીને કેટલા પૈસા ખરચાયા ?

( ૨ )

૧—મારી પાસે ૨ ચોપડી છે, તારી પાસે ૩ છે અને મગન પાસે ૪ છે. બધી મળી કેટલી ?

૨—મારા ગજવામાં ૩ પૈસા છે, મારા ભાઈએ મને ૪ પૈસા આપ્યા તેમાંથી મેં બે પૈસા વાપર્યા તો મારી પાસે કેટલા રહ્યા ?

૩—૩ કેરીઓ, ૪ કેરીઓ અને ૫ કેરીઓ મળી કેટલી કેરીઓ થાય ?

૪—૪ ગાય, ૩ વાછરડાં અને ૬ ભેંસ મળી કેટલાં ઢોર થાય ?

૫—ત્રણ છોકરા પાસે ૯ ચોપડીઓ છે, પહેલાની પાસે ૨ ચોપડીઓ છે, બીજાની પાસે ૩ છે તો ત્રીજાની પાસે કેટલી ?

૬—મારી પાસે ૩૮ ચોપડીઓ છે, દરેકમાં ૮ પાનાં છે તો બધાં મળી પાનાં કેટલાં ?

૭—તમારી પાસે ૩૭ બોર છે તેમાંથી તમે ૪ બોર મગનને અને ૩ છગનને આપો તો તમારી પાસે કેટલાં બોર રહે?

૮—એક ઝાડ ઉપર ૨૪ પોપટ છે, બીજા ઉપર ૫ છે અને ત્રીજા ઉપર ૬ પોપટ છે, તો બધાં પક્ષી કેટલાં ?

૯—એક ઝાડ ઉપર ૩૬ પક્ષી હતાં તેમાંથી ૩ ઉડી ગયાં પણ બીજાં ૭ આવ્યાં તો કેટલાં થયાં ?

૧૦—તમારી ચોપડીને ૧૫ પાનાં છે તેમાં ૫ પાનાં ફાટેલાં છે તો સાજાં પાનાં કેટલાં ?

૧૧—મારી પાસે ૪૭ પૈસા હતા તેમાંથી એક બાળપોથી અને એક પહેલી ચોપડી લીધી તો કેટલા પૈસા રહ્યા?

૧૨—મેં ૬૪ રૂપિયે ભેંસ વેચી, ૯ રૂપિયે બકરી વેચી અને ૭ રૂપિયે કૂકડી વેચી તો બધા મળી કેટલા રૂપિયા થયા ?

૧૩—મારી પાસે ૯૧ પાન હતાં તેમાંથી ૧૦ બગડી જવાથી ફેંકી દીધાં, ૧૦ ઘેર મોકલ્યાં અને ૧૩ વેચી દીધાં તો બાકી કેટલાં રહ્યાં ?

૧૪—૫૫ ટીકીટો લીધી તેમાંથી ૮ ન ખપવાથી પાછી આપી તો કેટલી વેચી ?

૧૫—મેં ૩૭ મણુ બાજરી લીધી, ૭ મણુ ચોખા લીધા અને ૫ મણુ દાળ લીધી તો બધું મળી અનાજ કેટલું થયું ?

( ૩ )

૧—પાંચ ને પાંચ ૧૦, દશને પાંચ ૧૫,* ૧૫+૫, ૨૦+૫ ૨૫+૫, એમ સો સુધી બોલી જાઓ.

૨—૧૦૦—૫, ૯૫—૫, ૯૦—૫, ૭૫—૫, ૮૦—૫ એમ ૦ સુધી બોલી જાઓ.

૩—૭+૭, ૧૪+૭, ૨૧+૭, ૨૮+૭એમ૯૮ સુધી બોલીજાઓ.

૪—૯૮—૭, ૯૧—૭, ૮૪—૭, ૭૭—૭, એમ ઉપરનાથી ઉલટી રીતે ૭ સુધી બોલી જાઓ.

૫—૯+૩, ૧૯+૩, ૨૯+૩, ૩૯+૩, એમ ૮૯+૩ સુધી બોલી જાઓ.

૬—૯૨—૩, ૮૨—૩, ૭૨—૩, ૬૨—૩, ૫૨—૩, એમ ૧૨—૩ સુધી પુછવા.

૭—૮+(૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦)=૧૧, ૧૨, ૧૩, ......૧૮.

૧૮+(૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦)=૨૧, ૨૨, ૨૩, ......૨૮

(ઉપર પ્રમાણે આંકડાઓ ફેરવી સંખ્યાઓ ઉમેરવાથી દશકે દશકને અંતરે જવાબ મળશે. )

---

* શિક્ષકે વત્તા ઓછા તથા બરોબરનાં ચિહ્ન, બરાબર સમજાવીને આ દાખલા શરૂ કરવા.

૮—નીચેની સંખ્યાનો છુટક છુટક સરવાળો કરો.

૨૫+૫+૬+૭+૮+૯+૧૦.

૩૪+૩+૪+૫+૬+૭+૮+૯+૧૦.

૬૮+૬+૮+૨+૭+૮.

૯—આડા તથા ઉભા સરવાળા કરો.

| | | | | |
|---|---|---|---|---|
| ૩૨ | ૪ | ૭ | ૮ | ૯ |
| ૪ | ૭ | ૮ | ૯ | ૩૨ |
| ૭ | ૮ | ૯ | ૩૨ | ૪ |
| ૮ | ૯ | ૩૨ | ૪ | ૭ |
| ૯ | ૩૨ | ૪ | ૭ | ૮ |

૧૦—નીચેની સંખ્યાઓના આડા તથા ઉભા સરવાળા કરો.

(૧) ૮ ૩ ૭ ૬ ૫ ૯ ૪ ૬ ૮ ૭ ૫ ૯.
(૨) ૯ ૬ ૫ ૮ ૭ ૪ ૩ ૭ ૬ ૮ ૪ ૮.
(૩) ૭ ૫ ૮ ૬ ૯ ૫ ૩ ૮ ૭ ૯ ૫ ૬.
(૪) ૮ ૪ ૭ ૮ ૫ ૯ ૦ ૬ ૪ ૮ ૫ ૭.
(૫) ૬ ૭ ૭ ૮ ૦ ૪ ૩ ૦ ૬ ૫ ૭ ૪.
(૬) ૯ ૫ ૬ ૭ ૮ ૪ ૭ ૩ ૮ ૬ ૯ ૫.

૧૧—પહેલી રકમમાંથી પછી આવતી રકમો અનુક્રમે બાદ કરાવી એક પછી એક દરેકના જવાબ લેવા.

૧—૭૦—૭—૭—૭—૭—૭ બાકી કેટલા ?

૨—૮૪—૮—૮—૮—૮—૮—૮—૮—૮ બાકી કેટલા?

૩—૬૫—૭—૯—૬—૫—૪—૮ બાકી કેટલા રહ્યા ?

૪—૫૭—૨—૩—૪—૫—;—૭—૮—૯—૧૦.

૫—૯૩—૯—૯—૮—૭—૮—૬—૬—૮—૨—૧૦.

૬—૪૯—૩—૪—૫—૬—૭—૮—૯,

૭—૪૫—૬—૬—૬—૪—૪—૪—૫—૫—૫.

૮—૭૯—૨—૩—૩—૪—૨—૪—૫—૬—૯—૧.

૯—૩૯—૭—૬—૩—૧૦—૫—૪.

૧૦—૨૯—૧—૨—૨—૨—૩—૪—૩—૪—૫.

૧૨—મારી પાસે ૪૫ કેરી હતી તેમાંથી ૧૦ ઘેર ખાવા રાખી અને ૧૦ વેચી દીધી તો કેટલી રહી?

૧૩—મારી પાસે ૩૫ રૂપિયા હતા તેમાંથી ૯ રૂપિયાના છુટા લીધા અને ૯ રૂપિયાનું પરચુરણ લીધું તો બાકી કેટલા રહ્યા !

૧૪—આંબા પર ૧૬૦ કેરી હતી પણ ત્રણ વાંદરા આવ્યા, તેમણે ચચ્ચાર કેરી ખાધી અને એકેક લઇ નાશી ગયા તો બાકી કેટલી રહી !

૧૫—એક ટાપલીમાં ૯૯ જાંબુ હતાં તેમાંથી એક છોકરાંને ૧૦ બીજાને ૯ ત્રીજાને ૮ અને ચોથાને ૭ આપ્યાં તો બાકી કેટલાં રહ્યાં!

૧૬—મારી પાસે ૫૭ કાગળ છે તેમાંથી લલ્લુને ૮ મગનને ૯ અને મણીને ૧૦ આપ્યા તો બાકી કેટલા રહ્યા !

## ×એકમ દશકની ઓળખાણ તથા સંયોગીકરણ અને પૃથક્કરણ.

૧—એક પેન આપો, પાચ કોડીઓ આપો, નવ સળીઓ આપો. અગીઆર મણકા આપો.

---

×આ પાઠ શીખવતાં અગાઉ શિક્ષકે એકમ અને દશક ઓળખાવવા સારૂ સળી, મણકા અને કોડીના દશકા બનાવી રાખવા. તથા કચુકા અથવા કાંકરાની દશ દશની ઢગલીઓ કરાવી રાખવી.

૨—સળીઓની એક કોથળી આપો, મણકાની ત્રણ હારડી આપો, અને કોડીઓની સાત ઢગલીઓ આપો.

૩—આ દરેક થોકડી, હારડી અને ઢગલીમાં કેટકેટલી સળી. મણકા અને કોડી છે ?

૪—દશક એટલે શું? પાંચ દશક આપો. ૪૦ મણકા છુટા પડયાછે તેમાંથી દશક બાંધો. કેટલા દશક બંધાયા?

૫—૯ મણકા ઉતાવળે બોલી ગણીને લો. નવ દશકા લો. નવ છુટા અને નવ દશકા લેવામાં શો ફેર પડે છે ?

શિક્ષક—એક, બે, ત્રણ એમ એકેકી છુટી વસ્તુ લેવી પડે છે માટે તેને એકમ કહે છે.

૬—એકમ એટલે કેટલાં નંગ ? ૪૦ દશની અંદરનો જે આંકડો કહો તેટલા. સૌથી નાનો એકમનો આંકડો કયો ? સૌથી મોટો કયો ?

૭—અગિયાર મણકામાંથી દશની હારડી બાંધો. બાકી કેટલા? અગીઆર પાટીઆપર લખો, આ હારડી કેટલીછે અને છુટા કેટલાછે?એ બંનેને માટે લખેલા એકડા ઓળખાવો.

૮—૧૧માં એક દશક મૂકો. કેટલા થયા? મુકેલા દશક લઈ લો, અને એક એકમ મુકો, હવે કેટલા થયા? એમ કરતાં દશકમાં કેટલા વધારેછે? એકમથી દશક કેટલા ગણો છે ?

૯—બે દશક લો. બે દશકમાં કેટલા મણકા આવે? વીશ પાટીઆ પર લખો. એમાં દશકનો આંકડો બતાવો.

૧૦—૧૯, ૨૧, ૨૫, ૩૦, ૪૫, ૩૭, ૪૦, ૫૧, ૫૯, ૫૫ ૬૨, ૨૬, ૯૧, ૭૩, ૮૫, એ સંખ્યાઓમાં એકમ, દશક કેટલા છે ? મણકાથી કરી બતાવો.

૧૧—૧૭, ૨૪, ૨૮, ૩૯, ૪૩, ૫૭, ૬૮, ૭૭, ૮૮, ૯૭ એ સંખ્યાઓમાં એકમ, દશક બોલી મણકાથી કરી બતાવો. અને તેના આંકડા ઉલટાવવાથી થતી સંખ્યા કહો.

૧૨—૧ દશક ૩ એકમ એટલે કયી સંખ્યા થઇ? ૩ દશક ૧ એકમ?

| | | | |
|---|---|---|---|
| ૧ ,, ૪ ,, | ,, | | ૪ ,, ૧ ,, |
| ૩ ,, ૫ ,, | ,, | | ૫ ,, ૩ ,, |
| ૪ ,, ૮ ,, | ,, | | ૮ ,, ૪ ,, |
| ૫ એકમ ૨ દશક? | ,, | | ૫ ,, ૨ ,, |
| ૬ ,, ૮ ,, | ,, | | ૬ ,, ૮ ,, |
| ૭ ,, ૭ ,, | ,, | | ૭ ,, ૭ ,, |

૧૩—દશ દશકા લેવાથી કેટલા થાય? ×સો કેમ લખાય? અગીઆરેદાન શું? ૧૧૦ મણકા મુકો, આ મોટા થોકડામાંથી દશક ગણી બતાવો. પંદર નવાં, તેર આઠ, ચૌદ અઠાં વગેરે શતકવાળાં પલાખાં મણકાથી તૈયાર કરો અને બોલો.

૧૪—પચાસ તેરસો. બારોતેરસો, વીશાસો, બેતાળસો, છપનસો આઠસો, અઠ્ઠોતેરસો વગેરે પલાખાં કેમ લખાય? મણકાથી કરો.

૧૫—નીચેની સંખ્યાઓના આંકડા ઓળખાવો. ૧૦૨, ૧૦૮, ૧૧૦, ૧૨૫, ૧૩૫, ૨૨૨, ૨૪૩, ૨૫૩, ૩૦૦, ૨૬૧, ૨૧૩, ૨૪૩, ૧૫૬, ૧૯૨.

---

×શિક્ષકે શતકના થોકડા તૈયાર રાખી સમજ આપવી.

( ૩ )

કોઇ રકમમાં ૧૦ ઉમેરવા અથવા બાદ કરવા હોય તો તે રકમનો એકમનો આંકડો દબાવી બાકી વંચાતી સંખ્યામાં એક ઉમેરી અથવા બાદ કરી જે રકમ આવે તેના ઉપર એકમનો આંકડો ચઢાવી દેવો. જેમકે-૧૯૫ માં ૧૦ ઉમેરવા છે તો પાંચડો દાબવાથી ૧૯ રહ્યા તેમાં ૧ ઉમેરવાથી ૨૦ થયા તેના ઉપર પાંચડો મુકવાથી ૨૦૫.

૧—૧૦ ને ૧૦ કેટલા ? ૨૦ ને ૧૦? ૩૦ ને ૧૦? ૪૦ને ૧૦ ? એમ સો સુધી બોલો. ૧૦૦ માંથી ૧૦ જાય તો કેટલા રહે ? ૯૦ માંથી ૧૦ જાય તો ? ૮૦ માંથી ૧૦ જાય તો ? એમ ૦ સુધી.

૨—૧ દશકને ૫ એકમ મળી કયી સંખ્યા થાય ? ૧૫ ઉપર ૨ ચઢાવું તો કયી રકમ થાય ? ૩૫૨ માંથી અનુક્રમે બગડો, પાંચડો અથવા તગડો છેકી નાંખું તો કયી રકમો વંચાય ? બગડાની જગાએ તગડો અને તગડાની જગોએ બગડો મુકું તો કયી સંખ્યા થાય ?

૩—૨૫ ને ૧૦ કેટલા ? ૪૭ ને ૧૦ ? ૫૬ ને ૧૦ ? ૭૫ ને ૧૦ ? વગેરે. મુળની દરેક રકમમાંથી ૧૦ બાદ કરતાં શું રહે ?

૪—૨૮૫ ને ૧૦ કેટલા ? ૧૯૨ ને ૧૦ ? ૯૭ ને ૧૦ ? વગેરે. તેમાંથી તેજ રકમો બાદ કરીને બોલો.

૫—૭, ૧૭, ૨૭, ૩૭, ૪૭, ૫૭, ૬૭, ૭૭, એમ ૧૬૭ સુધી અવળા સવળા બોલો ?

૬—૧૯, ૨૯, ૩૯, ૪૯, ૫૯, ૭૯, એમ ૧૮૯ સુધી બોલો.

૭—મારી પાસે ૨૧૫ ગાયો હતી તેમાંથી ૧૦ મરી ગઇ, ૧૦ ડબામાં પુરાઈ, ૧૦ ખોવાઈ ગઇ, અને ૧૦ વેચી દીધી તો બાકી કેટલી રહી ?

૮—મારી પાસે ૪૨ બકરાં છે તેમાંથી આજે ૧૦ વીઆયાં તો કેટલાં થયાં? (દરેકને એકેક બચ્ચું આવ્યું છે).

૯—મારી પાસે ૨૯૭ ભેંસો હતી તેમાંથી ૧૦ મરી ગઇ હતી અને આજે ૧૦ મરી ગઈ તો બાકી કેટલી રહી?

૧૦—મારી પાસે ૨૬૫ પૈસા હતા તેમાંથી ૧૦ પડી ગયા, ૧૦નાં પતાસાં લીધાં ૧૦ ની પહેલી ચોપડી લીધી અને ૧૦ ભીખારીને આપ્યા તો બાકી કેટલા રહ્યા?

## પરચુરણ પ્રશ્ન.

૧—મોટામાં મોટા બે આંકડાની સંખ્યા બોલો.

૨—૮૮ એમાં કયા આઠડાની કિંમત વધારે અને શા માટે?

૩—ટકાની પાઇ કેટલી ? ત્રણ પોપટના પગ કેટલા ?

૪—આનીના પૈસા કેટલા આવે? ચાર પૈસાની પાઇ કેટલી?

૫—કેટલી વખત ૪ લેવાથી ૮–૧૨–૨૦ થાય ?

૬—ઢબુની ૪ શેર ભાજી મળે છે તો આનીની કેટલી મળે ?

૭—બે આનીનાં ૨૪ કેળાં મળે છે તો ઢબુનાં કેટલાં મળે?

૮—૮ રૂપિયા વટાવું તો કેટલી પાવલી આવે ? કેટલી બે આની આવે ?

૯–૪×૨=૮ અને ૨×૪=૮ એમાં શું સમજ્યા? કરી બતાવો.

૧૦–૪×૩=૧૨ અને ૩×૪=૧૨ એમાં શું સમજ્યા?કરીબતાવો.

૧૧—૩ પાઘડીઓની કિંમત ૧૫ રૂપિયા પડે તો ૨૪ રૂપિયાની કેટલી પાઘડીઓ આવે ?

૧૨—૨૫ માં કેટલાં નાંખું તો ૩૦ થાય ? કેટલીવાર ૫ લેવાથી ૩૦ થાય ?

૧૩—મારી પાસે ૫ પૈસા છે તેમાંથી દરેક છોકરાને પાઇ પાઇ આપું તો કેટલા છોકરાને પહોંચે ?

૧૪—૭ પૈસાનાં ૩૫ બોર મળે છે તો ૧૦ બોરનું શું બેસે?

૧૫—૧૨ અધેલાના ટકા કેટલા આવે ?

૧૬—૭ મજુરને ૪૨ પૈસા આપવા જોઇએ છીએ તો ૩૬ પૈસામાં કેટલા મજુર રાખી શકાય?

૧૭—૯ માણુસો ૫૪ રૂપિયા કમાય છે તો ૪૮ રૂપિયા કેટલા માણુસો કમાય ?

૧૮—મારી પાસે ૩૫ જમરૂખ હતાં તેમાંથી ૭ હું ખાઇ ગયો અને સાત પોપટ માટે રાખી બાકીનાં વેચ્યાં તો કેટલાં વેચ્યાં હશે ?

૧૯—૭×૩=૨૧ અને ૩×૭=૨૧ એમાં તમે શું સમજ્યા ? કરી બતાવો.

૨૦—૪ માણુસને જમાડતાં રૂ, ૨ ખરચ થાય છે તો ૫૬ આનામાં કેટલાં માણુસ જમે ?

૨૧—૭ બકરીના ૫૬ રૂપિયા પડેછે તો ૯ બકરીનું શું પડશે?

૨૨—૪૦ કેરીના ૫ રૂપિયા ઊપજે છે તો ૮ રૂપિયાની કેટલી કેરી આવે ?

૨૩—૪×૮=૩૨ અને ૮×૪=૩૨ એમાં શું સમજ્યાં?કરી બતાવો.

૨૪—કેટલી વખત ૯ લઉં તો ૫૪ થાય ?

૨૫—છત્રીશ અને તેસઠના આંકડા ઉલટાવી વાંચવાથી કઈ રકમો વંચાય ?

૨૬—૭ બળદની ૧૩ ગીની ઉપજે છે તો ૩૯ ગીનીના કેટલા બળદ આવે?

૨૭—૪૫ પેનો ૫ છોકરાને સરખે ભાગે વહેંચી આપો તો દરેકને કેટલી આવે ?

૨૮—૩૬ શેર ખાંડના ૪ રૂપિયા બેસે છે તો ૯ રૂપિઆની કેટલી ખાંડ આવે?

૨૯—૪×૯=૩૬ અને ૯×૪=૩૬ એ બેમાં શો તફાવત છે ? કરી બતાવો,

૩૦—૮×૯=૭૨ અને ૯×૮=૭૨ એ બેમાં શો તફાવત છે ? કરી બતાવો.

૩૧—૮૧ રૂપિયાનું ૯ મણ રૂ આવેછે તો ૨૭ મણ રૂનું શું બેસે?

૩૨—૮૧ એના દરેક અંકની કિંમત છુટી બતાવો, તેના આંકડા ઉલટાવી વાંચો તો કયી રકમ વંચાય ?

૩૩—૪ વખત ૧૦ લેવાથી કેટલા થાય ? ૪૦ માં કેટલા નાખવાથી ૬૦ થાય ?

૩૪—૬ ગાયો ૬૦શેર દૂધ આપેછે તો ૫ ગાયોનું કેટલું દૂધ થશે?

૩૫—૨ બકરીના ૨૦ રૂપિયા ઉપજે છે તો ૧૦૦ રૂપિયામાં કેટલી બકરી વેચવી ?

૩૬—૧૭ આંબાપરથી ૧૦૨ કેરી મળે તો ૨૦ આંબાપરથી કેટલી મળે ?

૩૭—૧૫ રૂપિઆના ૧૦ કોટ મળે છે તો ૧૮ કોટનું શું પડે?

૩૮—૧૨ ગાયની કિંમત ૧૮ ગીની પડે છે તો ૧૮ ગાયોનું શું પડશે?

૩૯—૧૮ પૈસાની ૨૭ શેર બાજરી મળે છે તો ૫૪ પૈસાની કેટલી ?

૪૦—૬૦ આનામાં ૪૦ ખડીયા મળે છે તો ૩૫ ખડીયાનું શું ?

૪૧—૨૮ કાતરના ૮૪ આના પડે છે તો ૧૭ કાતરનું શું પડે ?

૪૨—૨૮, ૫૬, ૯૨ અધેલાની પાઇ કેટલી ? ૯૦ પાઇના અધેલા કેટલા ?

૪૩—૬, ૧૨–૧૪–૨૮ પૈસાની પાઇ કેટલી ?

૪૪—૭૨, ૭૫, ૫૭, ૯૦ પાઇના પૈસા કેટલા ?

૪૫—૧૫, ૨૧, ૨૯ ઢબુની પાઇ કેટલી ? ૧૬૨, ૧૫૬, ૧૨૬ પાઇના ઢબુ કેટલા ?

૪૬—૨, ૪, ૬, ૮, ૯, આનાની પાઇ કેટલી, ૩૬, ૬૦, ૭૨, ૮૪ પાઇના આના કેટલા ?

૪૭—૫, ૬, ૭એ આનીની પાઇ કેટલી? રૂપિઆની પાઇ કેટલી

૪૮—આનીના ઢબુ કેટલા ? ૧૫, ૧૭, ૨૬ આનીના કેટલા ?

૪૯—મારી પાસે ૫૮ ઢબુ છે તેની આની કેટલી આવે ?

૫૦—૨૦૦, ૨૧૬ પૈસાની બે આની કેટલી આવે ?

૫૧—૫, ૭, ૯ રૂપિઆની આની કેટલી આવે ?

૫૨—૧૦૦ પાવલીના, ૧૦૪ બે આનીના અને ૪૮ આનીના રૂપિઆ કેટલા ?

૫૩—૧૧૨ આનીની પાવલી કેટલી? ૧૪ પાવલીના આના કેટલા ?

૫૪—૧૭ રૂપિયાના અર્ધા, પાવલી અને બે આની કેટકેટલી ?

૫૫—રૂપિયાના, અર્ધાના, પાવલીના અને બેઆનીના પૈસા કેટલા ?

૫૬—ગીની બતાવો એ શાની બનેલી છે?

૫૭—ગીનીના રૂપિયા, અર્ધા, પાવલી અને બે આની કેટલી કેટલી આવે ?

૫૮—ગીનીનું ૩૦ શેર ઘી મળેછે, તો ૨ રૂપિયાનું કેટલું ?

૫૯—રૂપિયાનું ૩ શેર ઘી મળે છે તો ૨ ગીનીનું કેટલું મળે ?

૬૦—અર્ધાની ૪ શેર ખાંડ મળે છે, તોગીનીની કેટલી ?



## ચલણી નાણાનું કોષ્ટક.

૧॥ પાઇનો અધેલો
૨ અધેલે પૈસો
૨ પૈસાનો ઢબુ
૨ ઢબુનો આનો
૨ આનાની બેઆની
૨ બેઆનીની પાવલી
૨ પાવલીનો અર્ધો રૂપિયો
૨ અરધાનો રૂપિયો

---

૩ પાઇનો પૈસો
૩ પૈસાનો ટકો
૩ પાવલીનો પોણો રૂપિયો

---

૪ અધેલે ઢબુ
૪ પૈસાની આની
૪ ઢબુની બેઆની
૪ આનીની પાવલી
૪ બેઆનીનો અરધો
૪ પાવલીનો રૂપિયો

---

૬ પાઇનો ઢબુ
૬ અધેલે ટકો
૬ બેઆનીનો પોણોરૂપિયો

---

૮ અધેલે એક આનો
૮ પૈસાની બેઆની
૮ ઢબુની પાવલી
૮ આનાનો અરધો
૮ બેઆનીનો રૂપિયો

---

૯ પાઇનો ટકો

---

૧૨ પાઇનો ૧ આનો
૧૬ આનાનો ૧ રૂપિયો
૧૫ રૂપિયાની ૧ ગીની

---

૧॥ પાઇનો અધેલો
૩ પાઇનો પૈસો
૨ પૈસાનો ઢબુ
૩ પૈસાનો ટકો
૪ પૈસાનો આનો
૮ પૈસાની બેઆની
૪ આનાની પાવલી
૮ આનાની અધેલી
૧૬ આનાનો રૂપિયો
૧૫ રૂપિયાની ગીની

---

૧ રૂપિયાના ઢબુ ૩૨
૧ રૂપિયાના પૈસા ૬૪
૧ રૂપિયાના અધેલા ૧૨૮
૧ રૂપિયાની પાઇ ૧૯૨

---

# ખુશ ખબર.

દરેક સ્કુલ માસ્તર તથા તાલુકા માસ્તરને અમે વિનંતીપૂર્વક જણાવીએ છીએ કે અમારી પાસેથી તમામ જાતની ટેક્સ્ટ બુકો, ઇનામ લાઇબ્રેરીનાં પુસ્તકો, બધી જાતની કોપી બુકો, સુધારેલી દસ્કત શિક્ષક કોપીબુકો, ડ્રોઇંગ બુકો, સાદા અને લાકડીના નકશાઓ, મોટા નકશાઓ, એકસરસાઈઝ બુકો, સ્ટેશનરી, સાયન્સ પ્રોફેસરની દેખરેખ નીચે બનેલી સ્ટીવન જેવી ઉત્તમ બ્લ્યુ, કાળી રાતી શાહીની ડબીઓ, શાળાપત્રમાં આવતી જાહેરખબરના બધાં પુસ્તકો, કંપાસબોકસો, વગેરે વગેરે સ્કુલોમાં વપરાતો તમામ સામાન કીફાયતે મળશે. ગ્રંથકર્તાઓ પાસેથી મોટા જથ્થામાં ટેક્સ્ટ બુકો ખરીદીએ છીએ. તેથી પુષ્કળ કમીશન આપવું પરવડે છે. બહાર ગામના ઓરડર પર પૂરતું લક્ષ આપી ગ્રાહકોને સંતોષ ઉપજાવવાનો અને જાથુના ગ્રાહક બનાવવાનો પુરતો પ્રયત્ન ચાલુ છે. માટે દરેક માસ્તર સાહેબ હવેથી ઓરડર નીચેના સ્થળે લખી પૂરતો લાભ લેશેજ. નવા વર્ષની ડાયરીઓ તૈયાર છે.

પ્રાથમિક શાળાઓ માટેઃ—

# નવીન સ્હેલા ડ્રોઈંગનો અભ્યાસક્રમ

# ડ્રોઈંગ બુક ધોરણવાર.

"શાળાપત્ર"ના નવેમ્બર–ડીસેમ્બરના અંકોમાં છપ નવાં ધોરણોમાં જણાવેલાં ડ્રોઈંગ તથા પદાર્થપાઠોના બરાબર અનુસરતી વર્નાક્યુલર પ્રાથમિક શાળાઓના વિદ્યાર્થીઓ માટેના ડ્રોઈંગના અભ્યાસક્રમ પ્રમાણે બાળવર્ગથી તે સાતમા ધોરણ સુધીના વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકોને ઉપયોગી ધોરણવાર.

| | |
|---|---|
| કિંમત બાળવર્ગ ધોરણ ૧ લું | ૦—૧—૦ |
| ધોરણ બીજું ત્રીજું. | ૦—૧—૦ |
| ધોરણ ચોથું | ૦—૧—૦ |
| ધોરણ પાંચમું | ૦—૧—૦ |
| ધોરણ છઠ્ઠું | ૦—૧—૬ |
| ધોરણ સાતમું | ૦—૨—૦ |

ઓરીજનલ ડ્રોઈંગ બુક. અર્ધા ઈંચની સ્કેલવાળી. ૦—૧—૦

જથ્થાબંધ ખરીદ કરનારને સારૂં કમીશન આપવામાં આવશે.

લખોઃ—

ભરતખંડનો સરળ ઇતિહાસના સોલ એજંટ.

**એસ. બી. શાહની કંપની.**

૨૧૬૭, પાનકોર નાકા—અમદાવાદ